संस्थान पोरबंदरनी संक्षिप्त

# ભૂગોળ.

રચનાર

જગજીવન કાલિદાસ પાઠક.
બ્રાંચ સ્કૂલ માસ્તર
પોરબંદર—કાઠિયાવાડ.

પ્રકાશક.
જગજીવન કાલિદાસ પાઠક.
બ્રાંચ સ્કૂલ માસ્તર પોરબંદર—કાઠિયાવાડ.





ઈ. સ. ૧૯૧૭. આવૃત્તિ બીજી. પ્રત ૨૦૦૦ સંવત્ ૧૯૭૩,
અમદાવાદ,—પાંચકુવે શ્રી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં
શા. સાંકળચંદ હરીલાલે છાપી.
કિંમત ૦—૨—૦

# THE NATIONAL ANTHEM

## ( ભાષાંતર )

# *રાજગીત.

## મહીદીપ છંદ.

ઈશ ! સદા રક્ષજો માયાળુ મહારાજા;
દીર્ઘ જીવન પામજો કુલીન મહારાજા.
ઈશ સદા રક્ષજો માયાળુ મહારાજા.
મોકલો મહીપગૃહે વિજયલક્ષ્મી સ્વામી !
કુશળ રહી કીર્ત્તિવંત થાઓ શુભનામી.
ઈશ સદા રક્ષજો માયાળુ મહારાજા.
દીર્ઘકાળ એ ભૂપાળ અમ શિરે વિરાજો !
જશ ભરેલ જ્યૉર્જતણો વિજય વિજય થાજો.
ઈશ સદા રક્ષજો માયાળુ મહારાજા.

યોજનાર
જગજીવન કાલિદાસ પાઠક,
બ્રાંચ સ્કૂલ માસ્તર
પોરબંદર—કાઠિયાવાડ.

* આ રાજગીત "Gad Save" ની પહેલી કડીનુ ભાષાંતર છે.

# સંસ્થાન પોરબંદરની સંક્ષિપ્ત

# ભૂગોળ.

## સામાન્ય હકીકત.

હદ—આ સંસ્થાનની ઉત્તરે નવાનગરનું રાજ્ય, પૂર્વે નવાનગર તથા જૂનાગઢનું રાજ્ય ને પશ્ચિમે તથા દક્ષિણે આરબી સમુદ્ર છે.

વિસ્તાર—આ રાજ્યનું ક્ષેત્રફળ ૬૪૨ા ચોરસમૈલ છે. તેની વધારેમાં વધારે ઉત્તર દક્ષિણ લંબાઈ ૫૮ મૈલ છે. ને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૨૩ મૈલ છે.

પર્વત—આ રાજ્યની પૂર્વે બરડો પર્વત આવેલો છે. તેમાં ૧ આભપરો, ૨ કાનમેરો, ૩ માલિક, ૪ કાળો, ૫ સાઠબગાડી, ૬ વેલનસાર, એ ઉંચાં શિખરો છે; ને ૭ ઘરફાડીઓ, ૮ ધ્રામણીઓ. ૯ હડીઓ, ૧૦ ચસ્મો, ૧૧ ઢેઢીઓ એ નાનાં શિખરો છે.

નદીઓ--(૧) ભાદર, (૨) ઓઝત, (૩) મધુવંતી (૪) મીણુસાર, (૫) બીલગંગા, (૬) વસ્તુ, (૭) સોરઠો એ આ સંસ્થાનમાં નદીઓ છે. તે સિવાય નાના વોકળા પણ ઘણા છે.

તળાવ--(૧) ખંભાળા તળાવ—(૨) ગંગાજળીઉ તળાવ—વીસાવાડા પાસે છે. (૩) રૂપાળીબાનું તળાવ--પોરબંદરમાં છે.

**બંદર**—(૧) **પોહબંદર** (૨) **નવીબંદર** (૩) **માધવપુર** (૪) **મિયાણી** (૫ **વીસાવાડા.** તેમાંનું ત્રીજું આડબંદર છે, ને વીસાવાડા હમણાં નકામું થયું છે.

**જમીન**—(૧) **પીત** (૨) **બારેત** (૩) **ઘેડ,** એ ત્રણ પ્રકારની આ રાજ્યમાં જમીન છે. તેમાં ઘેડમાં જ્યારે વરસાદનું પાણી ભરાય છે ત્યારે કાંઇક પાક થાય છે; પણ દરિયાનું પાણી ભરાય છે ત્યારે તો કાંઇજ પાક થતો નથી. આ સંસ્થાનમાં ત્રણ ઘેડો છે. (૧) **મીયાણી પાસે** (૨) **મોઢવાડા પાસે** અને (૩) **નવી બંદર માધવપુર વચ્ચે.**

**પેદાશ**—અહીંની જમીનમાં બાજરો, જુવાર, ડાંગર, ઘઉં, ચણા, મગ, અડદ, વાલ, તલ, ધાણા, એરડી, બંટી, કાંગ, ચીણો, શેરડી, તમાકુ, કપાસ, મેથી, નાળીએર વગેરે થાય છે. વળી આદિત્યાણા પાસે ધોળા પથ્થરની ઘણી ખાણો છે. બખરલા પાસેની જમીનમાંથી લોઢું ને તાંબું પણ નીકળે તેમ છે.

**વેપાર**—આ સંસ્થાનમાં (૧) **જળ રસ્તે** (૨) **જમીન રસ્તે** એમ બે રીતે વેપાર ચાલે છે. તેમાં જળ **રસ્તે** વહાણો ને આગબોટો કરાંચી, વેરાવળ, દીવ, મુંબાઇ, મલબાર, એડન ને નાતાલ સુધી અહીંથી અનાજ, રૂ ને પથ્થર વગેરે લઇ જાય છે. ને પરદેશથી કાપડ, વસાણું વગેરે લાવે છે. **જમીન રસ્તે** વેપાર રેલવે કે ગાડાં મારફત ચાલે છે. અહીંના લોકો મુંબઇ, એડન, નાતાલ વગેરે ઠેકાણે ઘણા

જાયછે. ને સારી કમાણી પણ કરી લાવે છે.

**લોકો**—સને ૧૯૧૧ માં આ રાજ્યની વસ્તી ૯૦૮૩૭ હતી, તેમાં ૪૬૨૪૮ પુરુષો અને ૪૪૫૮૯ સ્ત્રીઓ હતી. ભાષા ઘણે ભાગે ગુજરાતી ને કેટલાકની જાડેજી કે કચ્છી છે.

**કેળવણી**—પોતાની પ્રજાને વિદ્યાનો લાભ આપવાને આ સંસ્થાન બહુ કાળજી રાખે છે. અંગ્રેજી ભાષા શીખવવા માટે પોરબંદરમાં હાઇસ્કુલ ને રાણાવાવ, માધવપુર ને કંડોરણામાં અંગ્રેજી કલાસ કાઢેલ છે, તેમજ ગુજરાતી કેળવણી મફત આપવા માટે તળપદમાં તાલુકા સ્કૂલ તથા બ્રાંચ સ્કૂલ ને ગામડામાં નિશાળો છે, વળી કન્યાઓને વિદ્યા લેતી કરવાને પોરબંદર, રાણાવાવ નવીબંદર ને માધવપુરમાં કન્યાશાળાઓ છે, તેમજ પોરબંદરમાં સંસ્કૃત શીખવવાને પાઠશાળા પણ કાઢેલી છે, ને મુસલમાનો તરફથી મદ્રેસો ખોલેલો છે.

**દવાખાનાં**—લોકોને મફત દવાનો લાભ આપવાને માટે પોરબંદર તળમાં મોટી હોસ્પીટાલ છે. તેમાં ગરીબોને માટે મફત ખાવા, પીવા ને રહેવાની સગવડ છે. વળી તે ઉપરાંત રાણાવાવ, માધવપુર, બગવદરને નવીબંદામાં પણ ડીસ્પેન્સરીઓ (દવાખાનાં) કાઢેલ છે. તેમજ શીળી કાઢવા માટે પણ બે ડાકટરોની ગોઠવણ કરેલી છે.

**જાત્રાનાં ઠેકાણાં:—**

**(૧) પોરબંદર**—ત્યાં સુદામાજીનું મંદિર છે. ને તેથી કથા પ્રમાણે કોઇતો આ શહેરને **સુદામાપુરી** પણ કહે છે.

(૨) માધવપુર—ત્યાં માધવરાયજી ને રૂક્ષ્મિણીજીનાં દહેરાં છે.
(૩) બીલેશ્વર—ત્યાં પ્રખ્યાત શિવલિંગ છે.
(૪) મોચાણી—ત્યાં હર્ષદ માતાનું સ્થાન છે.
(૫) વીસાવાડા—એને મૂળદ્વારકાં પણ કહે છે. ત્યાં રણછોડરાયનાં જૂનાં દહેરાં છે.
(૬) બળેજ ને ઓડદર—રબારી લોકોની માતાના મઢ ત્યાં છે.

રાજ્ય રચના—નામદાર રાણાસાહેબ શ્રી નટવરસિંહજી સાહેબની ઉમર સગીર હોવાથી આ રાજ્ય હાલમાં નામદાર અંગ્રેજ એડમિનિસ્ટ્રેટર સાહેબની સ્વાધીનતામાં છે. તેઓશ્રી પહેલા વર્ગની સત્તા ભોગવે છે, ને રાજ્યનાં તમામ ખાંતાની દેખરેખ રાખે છે. આ રાજ્યના ચાર વિભાગ પાડેલા છે. તેનાં નામ–
(૧) પોરબંદર શહેર (૨) અડવાણા મહાલ (૩) રાણાવાવ મહાલ (૪) નવી મહાલ. એ દરેકમાં વસુલાત કરવા એક એક મામલતદાર ને તેના હાથ નીચે તજવીજદારો ને ટપેદારો છે. વળી લોકોના રક્ષણ માટે દરેક મહાલમાં ફોજદાર ને તેના હાથ નીચે હવાલદાર, નાયક, પોલીસ—પટેલો, ને ચોકીઆતો છે. આ સંસ્થાનની દર વરસે સરેરાશ ઉપજ નવ લાખ રૂપિયા છે. આ રાજ્યમાં કુલ ૧૦૧ ગામ ને ૧૪ નેસો છે, ને તેને ૨૪ ટપ્પામાં વહેંચી તેના ઉપર ત્રણ મહાલો પાડેલા છે. તેમાં નીચે પ્રમાણે ભાયાતી, ખેરાતી ને મેરપસાયતાં ગામો છે.

**ભાયાતી ગામો**—(૧) શ્રીનગર (૨) મોરાણા (૩) કાટવાણા (૪) વાછોડા (૫) લાવડીઆ (૬) પાંડાવદર (૭) બરડીઆ (૮) બાપોદર. એ આઠ છે.

**ખેરાતી ગામો**—(૧) રોઝીવાડા (૨) શીંગડા (૩) બીલેશ્વર એ ત્રણ છે.

**મેરપસાયતાં ગામો**—(૧) ઓડદર (૨) બોખીરા (૩) કુછડી (૪) દહેગામ (૫) રાતડી (૬) વીસાવાડા (૭) મોઢવાડા (૮) ભારવાડા (૯) ફટાણા (૧૦) સોઢાણા (૧૧) ટૂકડા (૧૨) કેશવ (૧૩) ખાંભોદર (૧૪) બખરલા (૧૫) નાગકા (૧૬) ખીસ્ત્રી. એ સોળ ગામો છે,

ઉપર જણાવેલા રાજ્યના ચારે વિભાગની હકીકત નીચે પ્રમાણે છે.

---

## (૧)

# પોરબંદર શહેર.

**સીમા**—સંસ્થાનની રાજધાનીનું આ શહેર આરબી સમુદ્રને કાંઠે છે. તેની પશ્ચિમે તથા દક્ષિણે સમુદ્ર, ઉત્તરે ખાડી ને પૂર્વે જૂની રાજધાની છાંયા છે.

**બીના**—આ શહેર આખા હિંદુસ્તાનમાં સુદામાપુરી એવા નામથી જાણીતું છે. કહે છે કે દ્વારકાના રાજા શ્રીકૃષ્ણનો બાળમિત્ર સુદામો નામનો બ્રાહ્મણ પહેલાં અહીં રહેતો હતો. તેની હાલત ઘણી ગરીબ હોવાથી

તે પોતાના બાળમિત્ર શ્રીકૃષ્ણ પાસે ગયો, ને સ્નેહ ભાવે તાંદુલ ભેટ આપતાં ઘણી દોલત પામ્યો. હજુ પણ આ ઠેકાણે સુદામાનું મંદિર છે ને ત્યાં ઘણે દૂરથી લોકો જાત્રાએ આવે છે.

વસ્તી--સને ૧૯૧૧ માં અહીંની વસ્તી ૨૩૬૧૬ હતી. તેમાં ૧૧૭૦૪ પુરૂષ અને ૧૧૯૧૨ સ્ત્રીઓ હતી. તથા વસ્તીનો મોટો ભાગ હિંદુ ને મુસલમાનોનો હતો. હિંદુમાં ઘણી જાતના બ્રાહ્મણ, વાણીઓ, ભાટીઆ, લુવાણા, કારીગર, રબારી, ખારવા ને ભોઈ હતા. મુસલમાનોમાં મેમણ, ખોજા, સંધી, પઠાણ, આરબ વગેરે હતા અને થોડા પારસી પણ હતા. હિંદુઓમાં શિવપંથી, વૈષ્ણવપંથી, જૈનમાર્ગી તથા મોટાપંથી હતા ને મુસલમાનો ઇસ્લામી હતા. આ શહેરના લોકો જૂના વખતથી વહાણની લાંબી સફરો કરે છે, ને તેથી તેમાંનાં ઘણાં કુટુંબો સારી હાલતમાં છે. અહીના ખારવા વહાણ ચલાવવામાં હોંશીઆર છે. સલાટો પથ્થરની કોતરણીનું ને ખત્રીઓ રેશમી વણાટનું કામ સારૂં કરે છે.

વેપાર—વહાણો ને આગબોટોની આવજાવાળું આ બંદર રેલવેનું પણ સ્ટેશન હોવાથી વેપાર અહીં સારો ચાલે છે. વળી આ બંદરે ધનવાન વેપારીઓએ પોતાના ખરચથી વહાણો ને મચ્છવા બંધાવેલાં છે. વળી વહાણોને રહેવા માટે સલામતી વાળી ખાડી છે. આવતા જતા માલપર જકાત લેવાને રાજ્ય તરફથી બંદર કાંઠે ઓરીસ બાંધેલી છે, તેને કસ્ટમ

ઓફીસ કહે છે. જકાતની ઉપજ સંસ્થાનને આશરે સવા લાખ રૂપિયા ઉપર છે. તેની દેખરેખ એક અંગ્રેજ અમલદારના હાથમાં મૂકેલી છે. વળી ગોંડળ રાજ્ય સાથે મળીને આ રાજ્યે ૧૪૮ મૈલ રેલવે કરાવેલી છે. તેના ઉપર તેમજ રાણાવાવથી પથ્થરની ખાણો લગી કરાવેલી કવોરી [ પથ્થર ટ્રેન ] ઉપર પણ સંસ્થાનને વહીવટ છે. આ રાજ્યને રેલવેની ઉપજ દર વર્ષે દોઢ લાખ રૂપિયાની તથા કવોરીની ઉપજ આશરે એક લાખ રૂપિયાની છે.

રાજ્ય વ્યવસ્થા—આ શહેર રાજધાની હોવાથી નામદાર એડમિનિસ્ટ્રેટર સાહેબ અહીં રહે છે. તેઓ જાતે અંગ્રેજ છે. તેમની કોર્ટ તે હજુરકોર્ટ કહેવાય છે. તેમની દેખરેખ નીચે આ શહેરની બધી કોર્ટો છે. આ શહેરમાં નીચે પ્રમાણે કોર્ટો છે. (૧) સરન્યાયાધીશ કોર્ટ (૨) ન્યાયાધીશ કોર્ટ (૩) પહેલા વર્ગના માજીસ્ટ્રેટની કોર્ટ. વળી વસુલાત કરવાને રેવન્યુ કમિશનર તથા શહેર મામલતદાર અહીં રહે છે. તથા લોકોના રક્ષણ માટે શહેરમાં પોલીસ ખાતાના વડા અધિકારીઓ તથા ફોજદાર, રસાલદાર, નાયક, ઘોડેસ્વાર, પાયદળ પોલીસ, વગેરે પણ છે. વળી ગુન્હેગારોને રાખવા જેલ છે. વળી લોકોના સુખ માટે લાયબ્રેરી, ( પુસ્તકશાળા ) સુધરાઇ ખાતું ( મ્યુનિસિપાલિટી ) પણ છે. સંસ્થાનને ખર્ચે એક

છાપખાનું ચલે છે ને તેમાં દર મહીનામાં એગાર "સ્ટેટ ગેઝેટ" છપાય છે. તથા સરકાર તરફથી તાર ને ટપાલ પણ છે, ને સ્ટેટ ટેલીફોનો નાંખ્યા છે.

જોવાલાયક જગ્યાઓ—આ શહેરમાં રાજકુટુંબને રહેવા માટે દરિયા કાંઠે બાંધેલો રાજમહેલ સુંદર મકાન છે. વળી સુહામા મંદિર, વિકટોરેઆ હોલ, ત્રવડો, રાજવાડી, હજુર ઓફીસ વગેરે પણ જોવા લાયક છે. આ શહેરમાં મોટા નાના તેર બગીચા છે. તેમાં નાળિયેરી, કેળાં, પોપૈયા, વગેરે ઘણાં થાય છે.

વિશેષ બીના—આ શહેરની હવા સમુદ્ર પાસે હોવાથી શીતળ રહે છે, ને તેથી ઉનાળામાં અહીં ઘણા સાહેબ લોકો હવા ખાવા આવે છે. આ શહેરની આસપાસની જમીન કાદાવાળી ને રેતાળ હોવાથી ખેતી ઘણી થોડી જમીનમાં થાય છે. ને તેમાં પણ ઘણે ભાગે ખોજા લોકો મરચાં, મેથી વગેરે બકાલાનો પાક નીપજાવે છે. અહીની જમીનને નાળીએરીનો પાક ઘણો માફક આવતો જણાય છે. આ શહેરમાં સીમેંટ બનાવવા માટે એક મોટું કારખાનું ચાલે છે. તેમજ આ શહેરમાં કપાસ લોઢવાને ત્રણ જીનો, રૂની ગાંસડીઓ બાંધવાને એક પ્રેસ, તથા લોટ દળવાની મીલ છે. ને લાકડાં વહેરવાની મીલ પણ ચાલે છે.

( ૨ )

# અડવાણા મહાલ.

**સીમા**—ઉત્તરે નવાનગર સંસ્થાન, પૂર્વે પણ તેજ, દક્ષિણે રાણાવાવ મહાલ ને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

**નદીઓ**—(૧) વરતુ:—ગોપના ડુંગરમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે. તેનાપર પારાવાડા, મામિયાવદર, મોરાણા, મંજીવાણા, ફટાણા, શીંગડા ને મિયાણી છે.
(૨) સોરઠી:—ખોખારીની ડુંગરીમાંથી નીકળી વરતુને મળે છે, તેના પર અડવાણા ને સોઢાણા છે.

**તળાવ**—(૧) ગંગાજળીઉં તળાવ—એ વીસાવાડા પાસે છે.

**બંદર**—આ મહાલનાં ઘણાં ગામો દરીઆકાંઠે આવેલાં છે. પણ બંદર તરિકે ઘણાં કામમાં લેવાતાં નથી. મિયાણી પહેલાં બંદર તરિકે બહુ ઉપયોગમાં આવતું, પણ ખાડીના મોંમાં રેતી પૂરાઇ જવાથી હવે ઘટતું જાય છે, ને વીસાવાડા તદ્દન નકામું થયું છે.

**લોકો**—આ આખા મહાલની વસ્તી સને ૧૯૧૧ માં ૨૫૧૧૦ માણસો હતાં. તેમાં ૧૨૮૫૮ પુરૂષ તથા ૧૨૨૫૨ સ્ત્રીઓ હતી. આ મહાલમાં મેર લોકોની વસ્તી ઘણી છે. એમાંના રાજશાખા જાતના મેર જેઠવાના વંશજો હોવાનો દાવો કરેછે, ને પોતાની ઉત્પત્તિ વિષે કહેછે કે અમારો મૂળપુરૂષ રણધીરજી

જેઠવો હતો. તેણે કેશવાળા શાખાના મેરની દીકરી સાથે લગ્ન કર્યાં, ને પોતાનો રાજગાદી ઉપરનો હક છોડી દઈ—પોતાના નાના ભાઇને—પોતાની આંગળી કાપી તેના લોહીથી રાજતિલક કર્યું. ને એજ રીત પ્રમાણે હજુ જેઠવા રાણાને મેરલોકો રાજતિલક કરે છે. એ વાતનું ગમે તેમ હો પણ આટલું તો ખરૂં છે કે મેરલોકોએ રાજમાતા કલાંબાઇના વખતમાં લશ્કરનું અચ્છું કામ બજાવ્યું હતું. ને ગયેલું રાજ્ય પાછું મેળવી આપ્યું છે. તથા રાજમાતાએ પણ તેમને પસાયતાં ગામો નવાજી સારો લાભ આપ્યો છે.

**જમીન**—આ મહાલની જમીન સપાટ છે. તેમાં બે ઘેડ છે. [૧] મિયાણી પાસે [૨] મોઢવાડા પાસે. તેમાંની પહેલા ઘેડમાં મીઠું પાણી ભરાવાથી ડાંગરનો સારો પાક થાયછે. ને બીજા ઘેડમાં જ્યારે દરિયાનું પાણી ભરાય છે ત્યારે કાંઇ પાક થતો નથી. કીનરી ખાડીના મોંવાટે ધસી આવતું ખારૂં પાણી જો અટકાવવામાં આવે તો આ ઘેડ રસાળ પ્રદેશ થાય. બખરલા ને પાલખડા પાસેની જમીનમાં તાંબું તથા લોઢું નીકળતું; પણ પરદેશની હરીફાઇમાં ટકી નહિ શકવાથી હમણાં ખાણો બંધ થયેલી છે. પણ જો રાજ્ય તરફથી કે શ્રીમંત ગૃહસ્થો તરફથી ફરી લોઢાની ખાણો ઉઘાડવામાં આવે તો આ હુનર ફરી ખીલવાનો સંભવ છે.

**વિશેષ હકીકત**—મિયાણી ને શ્રીનગર એ જૂના સમયમાં જાણીતાં હતાં. વળી વીસાવાડા ને કાંટેલામાંથી પણ જૂના લેખો મળી આવે છે.

**રાજ્ય વહીવટ**—બગવદરમાં આ મહાલના વહીવટ માટે મામલતદાર ને તેના હાથ નીચેના તજવીજદાર રહે છે. વળી ત્યાં ફોજદાર ને બીજા વર્ગના માજી- સ્ટ્રેટ વગેરે પણ છે. વળી મહાલના લોકોના સુખ માટે દવાખાનું પણ રાખેલું છે. આ મહાલમાં કુલ ૪૮ ગામો છે. તેમાં નીચે લખેલાં ગામો **ભાયાતી, ખેરાતી** ને **નોકરીઆત મેર પસાયતાં** છે.

**ભાયાતી ગામો**—[૧] શ્રીનગર [૨] મોરાણુા [૩] કાઢ- વાણુા [૪] વાછોડા [૫] લાવડીઆ [૬] પાંડાવદર [૭] બરડીઆ એ સાત છે. તેની ભાયાત જેઠવા રજપૂતો ઉપજ ખાય છે.

**ખેરાતી ગામો**—[૧] શીંગડા. એ ઠાકરજીનો પૂજારી બાવો ખાય છે. [૨] રોઝીવાડા. એ ગામની ઉપજ જેઠવા- રાણાના બારોટો ખાય છે.

**મેર પસાયતાં ગામો**—[૧] સોઢાણા [૨] ફટાણુા [૩] મોઢવાડા [૪] કેશવ [૫] ટૂકડા [૬] વીસાવાડા [૭] ખાંભોદર [૮] ભારવાડા [૯] બખરલા [૧૦] દેહેગામ [૧૧] નાગકા [૧૨] ખીસ્ત્રી [૧૩] કૂછડી [૧૪] રાતડી એ ચૌદ ગામ મેર લોકો ખાય છે, ને તેના બદ- લામાં મેરવેરો ભરે છે.

આ ગામો સિવાય બીજાં બધાં રાવળાં [દરબારી] ગામો છે, ને એ તમામ ગામોના નીચે પ્રમાણે નવ ટપ્પા પાડવામાં આવ્યા છે. દરેક ટપ્પામાં એક એક ટપેદાર રહે છે, ને તે ટપ્પાનાં ગામોનો વહીવટ કરે છે. ટપ્પાનાં નામ નીચે પ્રમાણે છે.

[ ] અડવાણા ટપ્પો.
[૨] કુણવદર ટપ્પો.
[૩] સીમર ટપ્પો.
[૪] ગોદાણા ટપ્પો.
[૫] બખરલા ટપ્પો.
[૬] કાટેલા ટપ્પો.
[૭] ખાંભોદર ટપ્પો.
[૮] મોઢવાડા ટપ્પો.
[૯] મીયાણી ટપ્પો.

દરેક ટપ્પાની હકીકત નીચે આપી છે.

## (૧) અડવાણા ટપ્પો.

ગામ—[૧] અડવાણા [૨] ભેટકડી [૩] સોઢાણા [૪] શીંગડા એ ચારે ગામ આ ટપ્પામાં છે. તેમાંના પહેલાં બે રાવળાં છે. સોઢાણા મેર પસાયતું છે. ને શીંગડા ખેરાતી ગામ છે.

નદી—(૧) વરતુ—તેના ઉપર શીંગડા ગામ છે.
(૨) સોરઠી—તેના ઉપર અડવાણા ને સોઢાણા છે.

વિશેષ હકીકત—અડવાણા—એ પહેલાં મહાલનું મુખ્ય ગામ હતું પણ હવે બગવદર થયું છે. અડવાણામાં જૂનો ગઢ, પોલીસ થાણું, ટપ્પેદારની ઓફીસ, પોસ્ટ ઓફીસ ને નિશાળ છે.

સોઢાણા—રાજમાતા કલાંબાઇ બાલરાજા ખીમાજીને લઇ અહીં તથા ટીંબીમાં રહ્યાં હતાં. સોઢાણામાં નિશાળ પણ છે.

રીંગડા—અહીં લક્ષ્મીનારાયણનું મંદિર છે.

## (૨) કુણુવદર ટપ્પો.

ગામ—[૧] કુણુવદર [૨] મંજીવાણા [૩] મોરાણા [૪] ફુટાણા. એમાં પહેલાં બે રાવળાં, મોરાણા ભાયાતી ને ફુટાણા મેર પસાયતું ગામ છે.

નદી—(૧) વરતુ—તેના પર મોરાણા છે; વળી ઝાલેશ્વર મહાદેવની જગ્યો પણ તેનાપર છે, ત્યાં ગોકળઆઠમે મેળો ભરાય છે.

વિશેષ હકીકત—કુણુવદરમાં ટપેદારની ઓરીસ છે. ફુટાણામાં પોલીસ થાણું છે. ને ફુટાણા, કુણુવદર તથા મંજીવાણામાં નિશાળ છે.

## (૩) સીમર ટપ્પો.

ગામ—(૧) સીમર (૨) રોઝીવાડા (૩) ઇશ્વરીઆ (૪) ભોમિયાવદર (૫) પારાવાડા. તેમાં રોઝીવાડા બારોટાને આપેલું ખેરાતી ગામ છે. બાકીનાં બધાં રાવળાં છે.

નદી—(૧) વરતુ—તેનાપર ઇશ્વરીઆ, ભોમિયાવદર ને પારાવાડા છે.

વિશેષ હકીકત—સીમરમાં ટપેદારની ઓફીસ, પોલીસ થાણું ને નિશાળ છે. તથા પારાવાડામાંએ નિશાળ છે.

## (૪) ગોઢાણા ટપ્પો.

ગામ—(૧) ગોઢાણા (૨) વીંઝરાણા (૩) બાવળવાવ (૪) નાગકા (૫) ખીસ્રા (૬) કાટવાણા (૭) વાછોડા એ સાત ગામો આ ટપ્પામાં છે. તેમાંનાં પહેલાં ચાર રાવળાં છે. ખીસ્રો મેર પસાયતું ગામ છે. ને કાટવાણા ને વાછોડા એ ભાયાતી ગામો છે.

વિશેષ હકીકત—ગોઢાણામાં ટપેદારની ઓફીસ છે. વાછોડા પાસે મૂળુમાણેકનો પાળીઓ છે. એ મૂળુમાણેક વાઘેર બા'રવટીઓ હતો. તેનો એ ઠેકાણે આશરે ચાળીસ વરસ પહેલાં મર્હુમ મહારાણાશ્રી વિક્રમાતજીએ ઘેરી નાશ કર્યો હતો.

## (૫) બખરલા ટપ્પો.

ગામ—(૧) બખરલા (૨) દેહેગામ (૩) પાંડાવદર (૪) લાવડીયા (૫) બોરીચા (૬) બેરણ. એ ૭ ગામ આ ટપ્પામાં છે. પણ લાવડીઉં હમણાં ઉજડ થયું છે. બખરલા ને દેહેગામ મેર પસાયતાં ગામો છે. પાંડાવદર ને લાવડીઆ ભાયાતી છે. બાકીન દરબારી ગામો છે.

**વિશેષ હકીકત—બખરલાના** ખુંટી જાતના મેરા, જયારે નવા રાણા ગાદી પર બેસે છે ત્યારે પોતાના લોહીથી રાજતિલક કરે છે. બખરલા પાસે લોઢા તથા તાંબાની ખાણો છે. પણ હમણાં તે ધાતુઓ કાઢવામાં આવતી નથી. વળી આ ગામમાં ટપેદારની ઓફીસ, પોલીસ થાણું, નિશાળ ને પોસ્ટ ઓફીસ છે, તેમજ દેહગામમાં પણ નિશાળ છે.

---

## (૬) કાટેલા ટપ્પો.

**ગામ**—[૧] કાટેલા [૨] રીણાવાડા [૩] પાલખડા [૪] શ્રીનગર [૫] બરડીઆ [૬] કૂછડી [૭] રાતડી, એ સાત ગામ આ ટપ્પામાં છે. તેમાંનાં પહેલાં ત્રણ દરબારી છે. શ્રીનગર ને બરડીઆ ભાયાતી ગામ છે, કૂછડી ને રાતડી મેરપસાયતાં ગામ છે.

**વિશેષ બીના—શ્રીનગર** એ જૂના સમયમાં જેઠવા રાજાની રાજધાની હતું. ત્યાં રાજા ફૂલકુમારે સૂરજનાં દહેરાં બંધાવ્યાં હતાં. પણ પાછળથી મુસલમાનોએ તે ખંડિત કરેલાં જોવામાં આવે છે.

**કૂછડી**—એ ગામ પાસે ખીમેશ્વર મહાદેવનાં દહેરાં છે. તે રાણા ખીમાજીએ બંધાવેલાં કહેવાય છે. આ ગામમાં નિશાળ છે.

**કાટેલા**—અહીં **મહાકાળેશ્વર** મહાદેવ, રેવતીકુંડ ને **લક્ષ્મીનારાયણનું** મંદિર છે. આ ગામમાં ટપેદાર રહે છે. તથા નિશાળ પણ છે.

**પાલખડા**—અહીંની જમીનમાંથી લોઢું નીકળે તેમજ

## (૭) ખાંભોદર ટપ્પો.

**ગામ**—આ ટપ્પામાં [૧] **બગવદર** [૨] **કિંદરખેડા** [૩] **સીમાણી** [૪] **ખાંભોદર** [૫] **ભારવાડા** [૬] **નટવરપરૂં** એ ગામ છે. તેમાંનાં પહેલા ત્રણ રાવળાં પછીનાં બે મેરપસાયતાં છે. ને છેલ્લું હમણાંજ વસેલું છે.

**વિશેષ હકીકત—બગવદર** હાલ કચેરીનું ગામ ગણાય છે. તેમાં મામલતદાર, ફોજદાર ને ટપેદાર રહે છે. વળી ત્યાં દવાખાનું, પોલીસથાણું, નિશાળ ને પોસ્ટ ઓફીસ છે. તથા અહીંના મામલતદારને બીજા વર્ગના માજીસ્ટ્રેટની સત્તા આપેલી છે. ખાંભોદર ને ભારવાડામાં પણ નિશાળો છે.

**સીમાણી**—આ ગામ પાસે બાખડેશ્વર મહાદેવની જગ્યા છે તેની પાસેની જમીન રાતી કાંકરીવાળી છે, ને ત્યાં લોઢા તથા તાંબાની ખાણો છે.

## (૮) મોઢવાડા ટપ્પો.

**ગામ**—[૧] **મોઢવાડા** [૨] **કેશવ** [૩] **સોસલી** [૪] **આંબારામા** [૫] **સુખપુર** તેમાં મોઢવાડા ને કેશવ મેરપસાયતાં ગામો છે. બાકીનાં રાવળાં છે.

**વિશેષ હકીકત—મોઢવાડા** આ ગામ પાસે ઘેડ નામની જમીન છે. વળી આ ગામના પટેલને સંસ્થાને સારી સેવા માટે ડંકો નિશાન આપેલાં છે. વળી આ ગામમાં ટપેદારની ઓફીસ, પોસ્ટઓફીસ, નિશાળ ને પોલીસથાણું છે.

# (૯) મિયાણી ટપ્પો.

**ગામ**—(૧) મિયાણી (૨) વડાળા ૩) ટૂકડા (૪) વીસાવાડા (૫) ભાવપરૂં. આમાંનું ત્રીજું ને ચોથું નોકરીઆત મેરપસાયતાં ગામો છે. ને ભાવપરૂં હમણાં વસેલું છે.

**નદી**—ચંદ્રુ—આરબી સમુદ્રને મળે છે. તેના પર મિયાણી છે. આ નદીના મુખમાં સલામતીથી વહાણ રહી શકે તેવી ખાડી થયેલી છે. પહેલાં અહીં વહાણો આવતાં ને રહેતાં, ને મિયાણી બંદર તરીકે વપરાતું, પણ મુખમાં રેતી પુરાઇ જવાથી તથા વેપારી નિર્ધન થવાથી હવે તેનાપર વેપાર જૂજ ચાલે છે. જો થોડો ખરચ કરી બારૂં સુધારે તો સારૂં બંદર થાય તેમ છે.

**વિશેષ હકીકત**—**મિયાણી**—અહીં ખાડીને સામે કાંઠે ટેકરીપર હર્ષદમાતાનું જૂનું ખંડિત દહેરૂં છે. લોકો કહે છે કે જગડુશાએ પોતાની સ્ત્રી, પુત્રને પોતાનો પણ પ્રાણ આપીને માતાને તળેટીએ આણ્યાં. પણ ખરૂં જોતાં મુસલમાનોએ દહેરૂં ને મૂર્ત્તિને ખંડયાં છે. મિયાણી ઘણું જૂનું શહેર છે. તેની ફરતો કોટ છે. આ ગામમાં ટપેદારની ઓફીસ, નિશાળ ને પોલીસથાણું છે.

**વીસાવાડા**—આનું નામ મૂળ દ્વારકાં પણ છે. અહીં જ્ઞાનવાવ ને રણછોડરાયનાં દહેરાં જોવા લાયક છે. વળી અહીં જૂનો કિલ્લો, નિશાળ ને ગંગાજળીઓ તળાવ છે.

**વડાળા**—આનું જૂનું નામ ભેટાળી છે. અહીંના કિલ્લ

માટે રાણાસાહેબ તથા જામસાહેબનાં લશ્કરોને લડાઇ થઇ હતી.

આ ટપ્પો જૂના સ્થાન માટે જાણીતો છે. મિયાણીની ઘેડમાં ડાંગર પણ થાય છે.

---

( ૩ )

# राणावाव महाल.

**સીમા**—ઉત્તરે અડવાણા મહાલ ને નવાનગર સંસ્થાન, પૂર્વે જૂનાગઢનું રાજ્ય, દક્ષિણે નવી મહાલ ને પશ્ચિમે શહેર પોરબંદર તથા આરબી સમુદ્ર છે.

**નદીઓ**-(૧) **મીણસાર**--જામવાળીના ડુંગરમાંથી નીકળી પાદરડીના રણમાં સમાય છે. તેના પર ખીરસરા, વાળોત્રા, કંડોરણા ને ખીજગઢ છે.

**નદી**--(૨) **બીલગંગા**—બર્ડા પર્વતમાંથી નીકળી મીણસારને મળે છે, તેનાપર બીલેશ્વર, આદિત્યાપાટ ને ખીરસરા છે.

**તળાવ**-(૧) **ખંભાળા ટંક**—ખંભાળા ગામ પાસે છે.

**સમુદ્ર**--આ મહાલનાં બોખીરા ને ઓડદર ગામો દરિયા કિનારે છે, પણ કોઇ બંદર તરિકે કામમાં લેવાતું નથી. બોખીરા પાસેના રણમાં દરિયાના ખારા પાણીથી મીઠું પકવવામાં આવે છે.

**લોકો**--સને ૧૯૧૧ માં આ મહાલની કુલ વસ્તી ૨૪૧૮૩ માણસોની હતી. તેમાં ૧૨૨૮૬ પુરૂષ તથા ૧૧૮૯૭ સ્ત્રીઓ હતી.

**જમીન**—આ મહાલની જમીન ઘણે ભાગે કાળી છે. મોકળ પાસે રણ છે; તેમાં કશો પાક થતો નથી. બર્ડા પર્વતમાં પણ ઘણે ભાગે ખર્ડજ ઉગે છે. તો પણ આ પર્વતમાં ઓસડના કામમાં વપરાય એવી ઘણી વનસ્પતિ અને વાંસ થાય છે. વળી બર્ડા પર્વતની તળેટીમાં ચૂનાના ધોળા પથ્થરની સારી ખાણો છે, ને એક ઠેકાણે પીળો પથ્થર પણ નીકળે છે.

**રેલવે**—આ મહાલનું રાણાવાવ ગામ રેલવે સ્ટેશન છે. વળી એ સ્ટેશનથી આદિત્યાણાની ખાણો સુધી કવોરી ( પથ્થર ટ્રેન ) રોજ આવે જાય છે.

**પર્વત**—બર્ડા પર્વતનાં ઘણાં શીખરો આ મહાલમાં આવેલા છે.તેનાં નામ સામાન્ય હકીકતમાં આપેલાં છે.

**વિશેષ હકીકત**—(૧) **બીલેશ્વર**—બર્ડા પર્વતમાં પ્રસિદ્ધ મહાદેવ છે. (૨) **જાંબુવાનનું ભોંયરૂં**-આદિત્યાણા પાસે છે; તે પણ જોવા લાયક છે. (૩) **ઓડદર**-માં રબારીની માતાનો મઢ છે.

**રાજ્ય વહીવટ**—રાણાવાવમાં મહાલની દેખરેખ રાખવા. મામલતદાર, તજવીજદાર ને ફોજદાર રહેછે. અહીંના મામલતદારને બીજા વર્ગના માજીસ્ટ્રેટની સત્તા આપેલી છે. વળી અહીં મહાલના લોકોની સુખાકારી માટે દવાખાનું પણ ઉઘાડેલું છે. આ મહાલમાં ૩૦ ગામ, ૮ નેશ તથા બાટવા તાબાના ચોટામાં ગામમાં પટ્ટી છે. તે આઠ ટપ્પામાં વહેંચેલ છે. ને તે દરેક ટપ્પામાં

એક એક ટપેદાર રહે છે. આ મહાલમાં બાયાલી ગામ બાપોદર છે. મેરપસાયતાં ગામ ખોખીરા ને ઓડદર છે. બીલેશ્વર બેસાતી છે.

આ મહાલના ટપ્પાનાં નામ.

| | |
|---|---|
| (૧) રાણાવાવ ટપ્પો. | (૫) કંડોરણા ટપ્પો. |
| (૨) આદિત્યાણા ટપ્પો. | (૫) મોકળ ટપ્પો. |
| (૩) બોરડી ટપ્પો. | (૭) છાંયા ટપ્પો. |
| (૪) ખીરસરા ટપ્પો. | (૮) ખોખીરા ટપ્પો. |

દરેક ટપ્પાની વિગત નીચે આપી છે.

---

## (૧) રાણાવાવ ટપ્પો.

**ગામ**--(૧) રાણાવાવ (૨) બોદ. એ બે રાવળાં ગામ આ ટપ્પામાં છે.

**વિશેષ બીના**-રાણાવાવ—મહાલની કચેરીનું આ મુખ્ય ગામ છે. તેમાં મામલતદાર, ( એને બીજા વર્ગના માજીસ્ટ્રેટની સત્તા છે. ) ફોજદાર ને તજવીજદાર રહે છે. વળી અહીં દવાખાનું, કન્યાશાળા, છોકરાની નિશાળ, પોષ્ટ ઓફીસ ને તાર ઓફીસ પણ છે. વળી આ ગામ રેલવે સ્ટેશન છે. પહેલાં આ ગામમાં લોઢું ગાળવાની તથા ગળી બનાવવાની ભઠ્ઠીઓ હતી. પણ આશરે ૮૦ વર્ષથી તે બંધ પડી છે. અહીના મેમણો નાતાલ વગેરે દૂર દેશોમાં જઇ સારી કમાણી કરતા જણાય છે. આ ગામમાં દરબારી

ગઢ, બગીચો, ને કેટલાક ગૃહસ્થોનાં મકાનો જોવા લાયક છે. વળી અહીં સુધરાઈ (સેનેટરી) ખાતું પણ છે. તેમજ મેમણ ગૃહસ્થોએ મદ્રેસા ને લાઇબ્રેરીઓ પણ ખોલેલી છે.

---

## (૨) આદિત્યાણા ટપ્પો.

**ગામ**—(૧) આદિત્યાણા (૨) અમરદડ (૩) પીપળીઆ (૪) આદિત્યપુરા એ ચાર રાવગાં ગામ આ ટપ્પામાં છે.

**વિશેષ હકીકત**—રાણાવાવ સ્ટેશનથી પથ્થરની ખાણો સુધી જતી આવતી કવેરી (પથ્થર ટ્રેન) દ્વારા આદિત્યાણાની ખાણોનો ધોળો પથ્થર ઘણે દૂર દેશાવર જાયછે, ને વખણાય છે. વળી આ ગામ પાસે જાંબુવાનનું ભોંયરૂં છે. કહે છે કે એમાં જાંબુવાન નામે બળવાન રીંછ રહેતો હતો. તેની સાથે શ્રીકૃષ્ણે મણિ માટે ૧૭ દિવસ યુદ્ધ કર્યું હતું. છેવટે જયારે જાંબુવાન હાર્યો ત્યારે તેણે પોતાની દીકરી જાંબુવંતી કૃષ્ણને પરણાવી ને પહેરામણીમાં મણિ આપ્યો. આ ગામે ટપેદારની ઓફીસ, પોસ્ટ ઓફીસ, દરબારગઢ, નિશાળ ને બગીચો છે.

---

## (૩) બોરડી ટપ્પો.

**ગામ**—(૧) બોરડી (૨) આશિયાપાટ (૩) બીલેશ્વર (૪) ખંભાળા (૫) સાતવીરા એ ગામો છે.

વળી એ ઉપરાંત ૧ ઉમરીવાળો ૨ સાજણાવાળો ૩ અજમાપાટ ૪ શેરમલંકી ૫ જાંબુડીઓ ૬ કરવલ ૭ ખોડીઆરને એ નેસ પણ આ ટપ્પામાં છે. આમાં **બીલેશ્વર** ખેરાતી ગામ છે.

**નદી**—**બીલેશ્વરી**—એના ઉપર આશિયાપાટ ને બીલેશ્વર છે.

**તળાવ**—**ખંભાળા તળાવ**—ટેકરીઓને જોડી બનાવેલું આ તળાવ બાંધકામનો સારો નમુનો છે. તેના પાણી-થી ખેતીને પણ સારો લાભ થાય તેમ છે.

**વિશેષ હકીકત**—**બીલેશ્વર**—તીર્થની જગ્યા છે. વળી મહાદેવની પૂજા પેટે આ ગામ રાણા સાહેબે બાવાને ખેરાતમાં આપેલું છે. **બોરડી**—અહીં ટપેદારની ઓફીસ ને નિશાળ છે. સાતવીરા ને આશિયાપાટ માં પોલીસનાં થાણાં છે. આ ટપ્પામાં બર્ડા પર્વતનાં ઘણાં શિખરો આવેલાં છે. ( નામ માટે સામાન્ય હકીકત જુઓ.

---

## (૪) ખીરસરા ટપ્પો.

**ગામ**—(૧) ખીરસરા (૨) વાળોત્રા (૩) ડેથર (૪) અણીઆળી. એ ચાર રાવળાં ગામ આ ટપ્પામાં છે.

**નદી**—(૧) મીણુસાર—તેનાપર ખીરસરાને વાળોત્રા છે. (૨)બીલગંગા—એ ખીરસરા પાસે મીણુસારને મળે છે.

**વિશેષ હકીકત**—ખીરસરામાં ટપેદારની ઓફીસ, નિશાળ ને પોરટ ઓફીસ છે. વળી વાળોત્રામાં પણ નિશાળ છે.

## ૫) કંડોરણા ટપ્પો.

**ગામ**— ૧) કંડોરણા (૨) વડવાળા (૩) ખીજગઢ. આ સિવાય બાંટવા તાબાના ચોટા ગામમાં પણ આ સંસ્થાનની જમીન છે. તેની વસુલાત આ ટપ્પામાં આવે છે. આ બધાં ગામ રાવળાં છે.

**નદી—મીણસાર**—તેનાપર કંડોરણા ને ખીજગઢ છે.

**વિશેષ હકીકત—કંડોરણા**—આ કિલ્લો આશરે સો એક વર્ષ પહેલાં એક જમાદારે એક લાખ કોરી લઇ જામસાહેબને વેચી દીધો હતો. જેથી રાણાસાહેબે અંગ્રેજ સરકારની મદદથી પાછો મેળવ્યો હતો. આ ગામમાં ગઢ, મુસાફરી બંગલો, પોલીસ થાણું, નિશાળ, પોસ્ટ ઓફીસ ને ટપેદારની ઓફીસ છે. વડવાળામાં પણ નિશાળ છે.

## (૬) મોકળ ટપ્પો.

**ગામ**—(૧) મોકળ (૨) કેરાળા (૩) પાદરડી (૪) બાપોદર. આમાંનાં પહેલાં ત્રણ ગામ રાવળાં છે. બાપોદર ભાયાતી ગામ છે; ને તેની ઉપજ કુમારશ્રી દોલતસિંહજી ખાય છે.

**વિશેષ હકીકત—મોકળ**—અહીં ટપેદારની ઓફીસ છે. વળી આ ગામ પાસે મોટું રણ છે. તેમાં કાંઇ પાક થતો નથી. અહીં નિશાળ પણ છે.

## (૭) છાંયા ટપ્પો.

**ગામ**—(૧) છાંયા (૨) ઓડદર (૩) રતનપુર (૪) વીરપુર (૫) ધરમપુર, એ પાંચ ગામ છે. તેમાં ઓડદર મેર પસાયતું ગામ છે. બાકીનાં બધાં રાવળાં છે.

**વિશેષ હકીકત**—પોરબંદર પહેલાં જેઠવારાણાની રાજગાદી છાંયામાં હતી, ને રાજમાતા કલાંબાઇએ પાટનગર બનાવી છાંયાને શોભાવ્યું હતું; પણ હમણાં તે ખંડિયેર જેવું થઇ ગયું છે. આશરે સોએક વર્ષ પહેલાં છાંયા આગળ રાજકુમાર પૃથ્વીરાજજીને અંગ્રેજ લશ્કર સાથે લડાઇ થઇ હતી. તેમાં દરબારગઢનો ઘણો ભાગ નાશ પામ્યો છે. વળી અહીં જેઠવાની કુળદેવી વિંધ્યવાસિની માતાનું સ્થાન છે. છાંયામાં ઉનનું કાપડ ( ધાબળા અને છાંયા કલોથ) તથા વહાણના શઢનું લૂગડું સારૂં વણાય છે.વળી આ ગામમાં ટપેદારની ઓફીસ ને નિશાળ છે.

**ઓડદર**—અહીં રબારીની મહામાયા (મમાઇ) માતાનો મઢ છે. ત્યાં રબારીનો મેળો ભરાય છે. ઓડદરમાં પોલીસ થાણું ને નિશાળ પણ છે.

## (૮) બોખીરા ટપ્પો.

**ગામ**—(૧) બોખીરા (૨) ખાપટ (૩) કોલીખડા. તેમાં બોખીરા મેરપસાયતું ગામ છે. બાકીનાં બે રાવળાં છે.

**વિશેષ હકીકત**—**બોખીરા**—પોરબંદર વસ્યા પહેલાં આ ગામ બંદર તરીકે પરદેશમાં જાણીતું હતું. પણ હવે

તેમ નથી. આ ગામ પાસે મીઠાના અગર છે. વળી અહીં ટપેદારની ઓફીસ ને નિશાળ પણ છે. તેમજ આ ગામ પાસે જયુબીલી વાવ ઉપર પવનચક્કીથી શહેરને પાણી પૂરૂં પાડવાનું કરેલું બાંધકામ પણ જોવા લાયક છે.



(૪)

# નવીબંદર મહાલ.

**સીમા**—ઉત્તરે રાણાવાવ મહાલ, પૂર્વે જૂનાગઢ સંસ્થાન અને દક્ષિણે તથા પશ્ચિમે આરબી સમુદ્ર છે.

**નદીઓ**—(૧) **ભાદર**-મદાવાના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. તેના ઉપર નવીબંદર છે.

(૨) **ઓઝત**-ગિરના ડુંગરમાંથી નીકળી નવીબંદરની પૂર્વે ભાદરને મળે છે.

(૩) **મધુવંતી**—નળના ડુંગરમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે, તેના મુખ પાસે પાતા ગામ છે.

**દરિયો**—આ મહાલનાં ટુકડા, ગોસા, રાજપુર, ચીકાસા, રાચીઆ, નવીબંદર, ઉંટડા, બળેજ, મોચા, ગોરસર, ચીંગરીઆ, પાતા ને માધવપુર દરિયા કાંઠે છે. પણ તેમાંનાં **નવીબંદર** ને **માધવપુર** બે બંદર તરીકે કામમાં લેવાય છે.

**લોકો**—આ મહાલની કુલ વસ્તી સને ૧૯૧૧માં ૧૭૧૯૬ ની હતી, તેમાં ૮૮૪૦ પુરૂષ તથા ૮૩૫૬ સ્ત્રીઓ હતી.

**જમીન**—આ મહાલમાં નવીબંદરથી માધવપુર સુધીમાં

ઘેડ નામની જમીન છે. પણ તેમાં મીઠું પાણી રહેવાથી જુવાર, બાજરો વગેરે પાક થાય છે. માધવપુર પાસે કુંડાની જમીન છે. તે બહુ રસાળ છે. આ મહાલની જમીન એકંદર રસાળ ગણાય છે. તોપણ ઘણીવાર ભાદરને ઓઝતમાં રેલો આવવાથી ઘેડનો તૈયાર થયેલો મોલ તણાઇ કે સડી જાય છે.

**જાત્રા સ્થળ**—(૧) **માધવપુર**, શ્રી કૃષ્ણ ભગવાન રૂકિમણીજીને અહીં પરણ્યા કહેવાય છે. અહીં ચૈત્ર શુદિ અગીઆરસે મેળો ભરાય છે. (૨)–**બળેજ**. રબારીની માતાનો આ ગામમાં મઢ છે. ત્યાં ઘણે ભાગે આશો શુદિ ૯ ને દિવસે મેળો ભરાય છે. તેમાં ઘણા રબારીઓ ભેગા થાય છે.

**રાજય વહીવટ–નવીબંદર**—આ ગામમાં મહાલની દેખરેખ રાખવા મામલતદાર, તજવીજદાર, મુનસફ ને ફોજદાર રહે છે વળી આ મહાલમાં કૂલ ૨૧ ગામ ને ૬ નેસ છે. તેના વહીવટ માટે સાત ટપ્પા પાડેલા છે, ને તે દરેકમાં એક એક ટપેદાર રહે છે. આ મહાલનાં બધાં ગામ રાવળાંજ છે. લોકોની સુખાકારી માટે નવીબંદર તથા માધવપુરમાં દવાખાનાં પણ છે. તેમ નવીબંદર મહાલના મુનસફ તથા પહેલા વર્ગના માજીસ્ટ્રેટ પણ ત્યાં રહે છે.

આ મહાલના ટપ્પાનાં નામ.

| | |
|---|---|
| [૧] ગરેજ ટપ્પો | [૪] બળેજ ટપ્પો. |
| [૨] ભડ ટપ્પો. | [૫] કડછ ટપ્પો. |

[૩] ગોસા ટપ્પો. [૬] મડેર ટપ્પો.
[૭] માધવપુર ટપ્પો.

આ ટપ્પાની હકીકત નીચે પ્રમાણે છે

## (૧) ગરેજ ટપ્પો.

**ગામ**—[૧] **નવીબંદર** [૨] **ગરેજ** (૩) **રાતીઆ** ને **ગોગનબેટ** એ રાવળાં ગામો આ ટપ્પામાં છે. રાતીઆંના પેટામાં **રાતીઆનેસ** પણ ગણાય છે. ને ગોગનબેટ તે ગામ નથી, માત્ર ખેડાતી જમીન છે.

**નદી**—(૧) **ભાદર**—તેના ઉપર નવીબંદર. અહીં આ નદી આરબી સમુદ્રને મળે છે. પહેલાં ભાદરના મુખમાં થઇ ઘણે દૂર સુધી દરિયાનું ખારૂં પાણી જતું. આમ ન થાય માટે સંસ્થાને મોટે ખર્ચે **ભાદર** ઉપર નમુના લાયક **પુલ** બંધાવ્યો છે. તેથી હરકત દૂર થઇ છે, ને ખેતીવાડીને પણ લાભ થયો છે.

(૨) **ઓઝત**—નવીબંદર પાસે ભાદરને મળે છે.

**વિશેષ બીના**—**નવીબંદર**—આ ગામમાં મુનસફ, મામલતદાર, તજવીજદાર ને ફોજદાર રહેછે. પોલીસથાણું, ટપાલ ઓફીસ ને મુસાફરી બંગલો પણ અહીં છે. વળી દીવાદાંડી પણ છે. નવીબંદરની ફરતો કોટ છે. આશરે સવાસો વરસ પહેલાં માંગરોળના શેખમીયાંએ આ કોટપર હલ્લો કર્યો હતો. પણ રાણા સાહેબે તેને હરાવ્યો હતો. નવીબંદર, ગરેજ ને રાતીઆમાં નિશાળો પણ છે. વળી નવીબંદર પાસે

ભાદર નદીનું મુખ પૂરાતું જવાથી તથા ધનવાન વેપારી નવીબંદરમાં ન હોવાથી ત્યાંનો વેપાર ઘટતો જાય છે. અહીં કન્યાશાળા તથા દવાખાનું પણ છે.

## (૨) ભડ ટપ્પો.

**ગામ**--(૧) ભડ (૨) મિત્રાળા (૩) દેળોદર (૪) એરડા એ ચાર રાવળાં ગામ આ ટપ્પામાં છે. તેમાંનાં કોઇમાં જેઠવા ભાયાતોની થોડી જમીન છે.

**વિશેષ હકીકત**--આ ગામો ભાદર ને તેના ફાંટાઓ ઉપર છતાં પણ દરિઆનું પાણી ભાદરમાં આવતાં અહીં મીઠા પાણીની તંગી પડતી હતી. પણ પુલ થતાં હવે હરકત દૂર થઇ છે. ભડમાં ટપેદારની ઓફીસ, નિશાળ ને પોલીસથાણું છે. તેમજ દેળોદરમાં પણ નિશાળ છે.

## (૩) ગોસા ટપ્પો.

**ગામ**—(૧) ગોસા (૨) ઢુકડા (૩) રાજપુર (૪) ચિકાસા (૫) કેશોદ. એ પાંચ રાવળાં ગામ આ ટપ્પામાં છે.

**વિશેષ હકીકત**—ગોસા પાસે બારૂં છે. તેમાં દરિયાનું પાણી ભરાઇ રહેછે. પહેલાં ગોસાનો બંદર તરીકે ઉપયોગ થતો; પણ બારાનું મોં રેતીથી પૂરાઇ જતાં હવે થતો નથી. ગોસામાં ટપેદારની ઓફીસ ને નિશાળ છે.

## (૪) બળેજ ટપ્પો.

**ગામ**—(૧) બળેજ (એના પેટામાં ૧ ભૂતાકેડો ૨ ચિત્રાકેડો ૩ ભાણુસરા એ ત્રણ નેસ પણ ગણાયછે.) (૨)

ઉંટડા એ બે રાવળાં ગામ આ ટપ્પામાં છે.

**વિશેષ હકીકત**—ભૂવાકેડો—એમાં રબારીની મહામાયા (મમાઇ) માતાનો મઢ છે. ત્યાં આશો શુદિ ૯ ને દિવસે રબારીનો મેળો ભરાય છે.

**ભાણુસરામાં** ભાણુ જેઠવાનાં બંધાવેલાં દહેરાં ને યજ્ઞકુંડનાં ખંડિએર છે, બળેજમાં ટપેદારની ઓફીસ, નિશાળ ને પારસનાથની જગ્યા છે.

## (૫) કડછ ટપ્પો.

**ગામ**—[૧] કડછ [૨] ગોરસર [૩] મોચા. એ ત્રણ રાવળાં ગામ આ ટપ્પામાં છે.

**વિશેષ હકીકત**—રાહમંડળીકના વંશના રાયજાદા જાગીરદારની કડછમાં જમીન છે. વળી કડછમાં ટપેદારની ઓફીસ ને નિશાળ છે.

## (૬) મંડેર ટપ્પો.

**ગામ**—(૧) મંડેર (૨) ચીંગરીઆ (૩) પાતા. એ ત્રણ રાવળાં ગામ આ ટપ્પામાં છે.

**નદી**—(૧) મધુવંતી—તેના મુખ પાસે પાતા છે.

**વિશેષ હકીકત**—પાતા પાસે જૂનાં દહેરાં છે. તે મુસલમાનોએ ખંડિત કરેલાં છે. વળી મધુવંતીના બારામાં માધવપુરથી ઠાકોરજી ઝીલણી અગીઆરસે જળ ઝીલવા પધારે છે. ત્યારે મેળો ભરાય છે.

મંડેરમાં ટપેદારની ઓફીસ છે. ને મંડેર તથા પાતામાં

નિશાળ છે. વળી પાંડાવદરના જેઠવા ભાયાતોના ગરાસની થોડી જમીન પણ મંડેરમાં છે. પ્રાચીની પાસે દરિયાકાંઠે કુંવાર થાય છે. તે ઓસડના કામમાં આવેછે. તથા તેમાંથી એળીઓ બનાવાય છે.

---

## (૭) માધવપુર ટપ્પો.

**ગામ—** (૧) માધવપુર (મૂળ માધવપુર સહિત)એ એકજ રાવણું ગામ આ ટપ્પામાં છે.

**જાત્રાનું ઠેકાણું**—આ ગામ જાત્રાના ઠેકાણા તરિકે આખા દેશમાં જાણીતું છે. અહીંઆં માધવરાયનું મંદિર છે. વળી મધુવનમાં રૂકિમણીજીનું મંદિર, ચોરી, માયરાં વગેરે છે. વળી માધવપુર તથા મૂળમાધવપુરમાં માધવરાયનાં જૂનાં કોતરણીવાળાં દહેરાં છે, તે મુસલમાનોએ ખંડિત કરેલાં છે. માધવપુરમાં ગદાવાવ, બ્રહ્મકુંડ, રેવતીકુંડ, કેદારકુંડ, ગણેશઝાળું, ચોબારી ને મધુવન વગેરે તીર્થસ્થળ ગણાય છે.

**વિશેષ હકીકત—માધવપુર**-આ ગામપર પહેલાં મુસલમાનના વારંવાર હુમલા થયેલા છે. માધવપુર પાસે વહાણને રહેવા ખાડી નથી તોપણ આડબંદર તરીકે તે ઉપયોગમાં લેવાય છે. આ ગામમાં દવાખાનું, નિશાળ, કન્યા શાળા, પોલીસથાણું, સેનેટરી ને પોસ્ટ તથા તાર ઓફીસ પણ છે.

---